॥ श्री ॥

# आदित्य हृदय.

મૂળ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

પ્રસિદ્ધ કરનાર.


## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.



પ્રકાશક—અમદાવાદ

પ્રત. ૨૦૦૦





અમદાવાદ.

ધી. ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટિંગ પ્રેસ.

ઠે.—સલાપોસના દરવાજે.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯

કિંમત બે આના.

श्रीगणेशायनमः

# ॥ अथ आदित्यहृदय ॥

आचम्यदेशकालौसंकीर्त्यममारोग्यावाप्तये श्रीसवितृसूर्यनारायण प्रीत्यर्थंद्वादशनमस्काराख्यंकर्मकरिष्ये ॥

આચમન કરી, પોતાને સુખ મળવા માટે શ્રી સવિતાનારાયણની કૃપાસારૂ બાર નમસ્કારવાળાં કર્મને કરવા, દેશકાળ વિગેરેના સંકલ્પ કર્યા પછી નીચે પ્રમાણે ધ્યાનારૂઢ થવું.

॥ अथध्यानम् ॥

ध्येयःसदासवितृमंडलमध्यवर्तीनारायणः सरसिजासनसन्निविष्टः ॥

केयूरवान्मकरकुंडलवान् किरीटीहारीहिरण्मयवपुर्धृतशंखचक्रः ।१।

ધ્યાન.

જેને હાથે બાજુબન્ધ, કાને મકરાકૃત કુન્ડલ, મસ્તક ઉપર મુકુટ કન્ઠમાં હાર, સુવર્ણના સદૃશ જેનું શરીર છે તથા જેણે હાથમાં શંખ તથા ચક્રને ધારણ કરેલ છે, અને સૂર્યના મન્ડલના મધ્યમાં જે પદ્માસનથી બેઠેલા છે, એવા નિરન્તર ધ્યાન કરવા યોગ્ય નારાયણનું હું ધ્યાન કરૂંછું. ?

एकचक्ररथोयस्यदिव्यःकनकभूषितः ॥

समेभवतुसुप्रीतःपद्महस्तोदिवाकरः ॥ २ ॥

સુવર્ણથી ભૂષિત, એક પૈડાવાળો જેનો દિવ્ય રથ છે, અને જેના હસ્તમાં કમળછે, એવા દિવાકર–સૂર્ય ભગવાન્ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૨

॥ मित्रायनमः ॥ रवयेनमः ॥ सूर्यायनमः ॥ भानवेनमः ॥

खगायनमः ॥ पूष्णेनमः ॥ हिरण्यगर्भायनमः ॥ मरीचयेनमः ॥

**आदित्यायनमः ॥ सवित्रेनमः ॥ अर्कायनमः ॥ भास्करायनमः**

મિત્રને, રવિને સૂર્યને ભાનુને, ખગને, પુષાને હિરણ્યગર્ભને, મરિચિને આદિત્યને, સવિતાને, અર્કને અને ભાસ્કર એ બાર આદિત્ય નમસ્કાર કરૂંછું.

**॥ १२ ॥ नमःसवित्रेजगदेकचक्षुषेजगतत्प्रसूतिस्थितिनाशहेतवे ॥ त्रयीमयायत्रिगुणात्मधारिणेविरिंचिनारायणशंकरात्मने ॥ १ ॥**

જગતનાં એક નેત્રરૂપ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને નાશનાકારણ ઋક્, યજુ અને સામ એ ત્રણવેદ રૂપ તથા સત્વ, રજ અને તમોગુણના શરીરને ધારણ કરવાવાળા, એટલે કે વિષ્ણુ, બ્રહ્મા અને શિવરૂપ સૂર્ય ભગવાનને નમસ્કાર કરૂંછું. ૧

**नमोस्तुसूर्यायसहस्ररश्मयेसहस्रशाखान्वितसंभवात्मने ।**
**सहस्रयोगोद्भवभावभागिनेसहस्रसंख्यायुधधारिणेनमः ॥ २ ॥**

હજારો કિરણોવાળા હજારો શાખાઓથી યુક્ત ઉત્પત્તિ સ્વરૂપ છે જેનું એવા હજારો યોગથી ઉત્પન્ન થયેલ પદાર્થોને ભોગવવાવાળા અને હજારો આયુધને ધારણ કરવાવાળા સૂર્યનારાયણને નમસ્કાર કરૂંછું. ૨

**आदित्यस्यनमस्कारंयेकुर्वंतिदिनेदिने ॥**
**जन्मांतरसहस्रेषुदारिद्र्यंनोपजायते ॥ ३ ॥**

જે મનુષ્ય પ્રતિદિવસ સૂર્ય ભગવાનને નમસ્કાર કરે છે, તેને હજારો જન્મમાં પણ દારિદ્ર આવતું નથી. ૩

**श्रीगणेशाय नमः ॥ शतानीक उवाच । कथमादित्यमुद्यंत-मुपतिष्ठेद्द्विजोत्तम । एतन्मे ब्रूहि विप्रेंद्र प्रपद्ये शरणं तव ॥१॥**

**આ પ્રમાણે નમસ્કાર કરવા.**

શતાનીકરાજા પુછેછે કે–હે સુમન્ત ઋષિ ! હે દ્વિજોત્તમ !! ઉદય થતા સૂર્યની કેવા પ્રકારે સેવા કરવી તે મને કહો. હે વિપ્રેન્દ્ર ! હું આપને શરણે આવ્યોછું. ૧

**सुमं रुवाच । इदमेव पुरा पृष्टः शंखचक्रगदाधरः ।**
**प्रणम्यशिरसा देवमर्जुनेन महात्मना ॥ २ ॥**

સુમન્ત રૂષિ કહે છે કે–હે રાજેન્દ્ર ! પૂર્વે મહાત્મા અર્જુને આવીજ પ્રશ્ન શંખ, ચક્ર અને ગદાને, ધારણ કરવાવાળા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેને પુછ્યો હતો. ૨

**कुरुक्षेत्रे महाराज प्रवृत्ते भारते रणे ।**
**कृष्णनाथं समासाद्य प्रार्थयित्वाब्रवीदिदम् ॥ ३ ॥**

હે રાજા શતાનીક ! કુરૂક્ષેત્રમાં પાંડવ–કૌરવના મહાસંગ્રામથી નિવૃત્ત થયા પછી અર્જુને શ્રીકૃષ્ણ પાસે જઇને પ્રાર્થના કરીને આ પ્રમાણે પુછ્યું હતું. ૩

**अर्जुन उवाच । ज्ञानं च धर्मशास्त्राणां गुह्याद्गुह्यतरं तथा ।**
**मया कृष्ण परिज्ञातं वाङ्मयं सचराचरम् ॥ ४ ॥**

અર્જુન પુછેછે કે–હે ભગવાન્ ધર્મશાસ્ત્રનું ગુહ્ય થકી પણ ગુહ્ય જ્ઞાન મેં આપના શ્રી મુખથી શ્રવણ કર્યું અને જેમાં સ્થાવર જંગમ વિશ્વ છે એ વાણીનો સમુહ પણ મેં જાણ્યો. ૪

**सूर्यस्तुतिमयं न्यासं वक्तुमर्हसि माधव ।**
**भक्त्या पृच्छामि देवेश कथयस्व प्रसादतः ॥५॥**

હે માધવ ! જેમાં સૂર્યની સ્તુતિ છે એવો ન્યાસ દેવદેવેશ હું ભક્તિ પૂર્વક પુછુંછું, માટે મારા ઉપર અનુગ્રહ કરીને તે કહો. ૫

**सूर्यभक्तिं करिष्यामि कथं सूर्यं प्रपूजयेत् ।**
**तदहं श्रोतुमिच्छामि त्वत्प्रसादेन यादव ॥ ६ ॥**

સૂર્યની ભકિત તથા પૂજન હું કરીશ, પણ તે કેવી રીતે થાય? હે શ્રીકૃષ્ણ! તેનો વિધિ હું આપના મુખથી આપની કૃપાવડે શ્રવણ કરવા ઇચ્છા રાખુંછું. ૬

**श्रीभगवानुवाच।रुद्रादिदैवतैः सर्वैः पृष्टेन कथितं मया।**
**वक्ष्येहं सूर्यविन्यासं शृणु पांडव यत्नतः ॥ ७ ॥**

શ્રીભગવાન્ કહેછેકે હે પાન્ડુકુળ ભૂષણ અર્જુન! શ્રીસદાશિવજી—આદી સર્વ દેવતાઓએ મને પુછ્યું હતુ, અને જે મેં સૂર્યનો ન્યાસ કહ્યો હતો, તે હું તને કહુંછું, તે તું યત્ન પૂર્વક શ્રવણ કરય. ૭

**अस्माकं यत्त्वया पृष्टमेकाचित्तो भवार्जुन।**
**तदहं संप्रवक्ष्यामि आदिमध्यावसानकम् ॥ ८ ॥**

હે અર્જુન! તેં જે મને પુછ્યું, તે તુ એકાગ્રચિતથી શ્રવણ કરય. તે વિધિ, આદિ, મધ્ય અને અવસાન પર્યન્ત હું તને કહાશ. ૮

**अर्जुन उवाच।नारायण सुरश्रेष्ट पृच्छामि त्वां महायशाः।**
**कथमादित्यमुद्यंतमुपतिष्ठेत्सनातनम् ॥ ९ ॥**

અર્જુન પુછેછે કે—હે નારાયણ! હે સુરશ્રેષ્ટ!! હે મહાયશવાળા! હે સનાતન!! હું આપને પુછું છું કે,—ઉદય થતા સૂર્યનું સેવન શી રીતે કરવું? ૯

**श्रीभगवानुवाच।साधु पार्थ महाबाहो बुद्धिमानसि पांडव।**
**यन्मां पृच्छस्युपस्थानं तत्पवित्रं विभावसोः ॥१०॥**

શ્રી ભગવાન્ કહેછે કે—હે પાન્ડુનન્દન! હે મહાબાહો! તું બુદ્ધિમાન્ છે. તેં ઉત્તમ પ્રશ્ન કરેલ છે સૂર્યનું સેવન તેં મને પુછ્યું, તે પવિત્ર છે. ૧૦

**सर्वमंगलमांगल्यं सर्वपापप्रणाशनम्।**
**सर्वरोगप्रशमनमायुर्वर्धनमुत्तमम् ॥ ११ ॥**

સર્વ મંગળનું પણ મંગળ, સર્વ પાપોનો નાશ કરનાર, સર્વ રોગોને શમાવનાર અને આયુષ્યની વૃદ્ધિ કરનાર સૂર્યના સેવનથી કાંઈ ઉત્તમ નથી. ૧૧

**अमित्रदमनं पार्थ संग्रामे जयवर्धनम्।**
**वर्धनं धनपुत्राणामादित्यहृदयं शृणु ॥ १२ ॥**

શત્રુને પરાજ્ય કરનાર, સંગ્રામમાં જય અપાવનાર અને લક્ષ્મી તથા પુત્રોને વધારનાર આદિત્યના હૃદયને તુ સાંભળ. ૧૨

यच्छ्रुत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ।
त्रिषु लोकेषु विख्यातं निःश्रेयसकरं परम् ॥१३॥

જે શ્રવણ કરવાથી સર્વ પાપ થકી મુકત થવાય છે, એમાં જરાપણ સંશય નથી અને ત્રૈલોકયમાં વિખ્યાત કરનાર અને નિરન્તર કલ્યાણકારકછે. ૧૩

देवदेवं नमस्कृत्य प्रातरुत्थाय चार्जुन ।
विघ्नान्यनेकरूपाणि नश्यंति स्मरणादपि ॥ १४ ॥

હે અર્જુન । પ્રભાતે ઉઠીને દેવનાદેવને નમસ્કાર કરવાથી તથા તેનું સ્મરણ કરવાથી અનેક પ્રકારનાં વિઘ્નો નાશ પામે છે. ૧૪

तस्मात्सर्वप्रयत्नेन सूर्यमावाहयेत्सदा ।
आदित्यहृदयं नित्यं जाप्यं तच्छृणु पांडव ॥ १५ ॥

હે અર્જુન! એ માટે સર્વ પ્રયત્નથી નિરન્તર સૂર્યને બોલાવવા અને આદિત્ય હૃદયમાં નિરન્તર જપ કરવા યોગ્ય છે, માટે તેનું શ્રવણ કર્ય. ૧૫

यज्जपान्मुच्यते जंतुर्दारिद्र्यादाशु दुस्तरात् ।
लभंते च महासिद्धिं कुष्ठव्याधिविनाशिनीम् ॥१६॥

જેનો જપ કરવાથી મનુષ્યો, મહાદુસ્તર દારિદ્રથી તુરત મુકત થઈ જાય છે, કોડના રોગવાળો હોય અને તે જો પાઠ કરે, તો તેનો તે વ્યાધિ નાશ પામે છે, તથા મહાસિદ્ધિને પામે છે. ૧૬

अस्मिन्मंत्रे ऋषिश्छंदो देवता शक्तिरेव च ।
सर्वमेव म[illegible] कथयामि तवाग्रतः ॥ १७ ॥

આ મંત્રમાં ઋષિ છન્દો, દેવતા શકિત છે, હે મોટીભુજાવાળા અર્જુન । એ સર્વ હું તારી પાસે કહુંછું. ૧૭

मया ते गोपितं न्यासं सर्वशास्त्रप्रबोधितम् ।
अथ ते कथयिष्यामि उत्तमं मंत्रमेव च ॥ १८ ॥

મેં ગુપ્ત રાખેલો ન્યાસ, સર્વ શાસ્ત્રોએ જણાવેલો છે, તે તથા ઉત્તમ મંત્ર એ સર્વ હું તને કહીશ. ૧૮

ॐअस्य श्रीआदित्यहृदयस्तोत्रमंत्रस्य श्रीकृष्ण ऋषिः । श्रीसूर्यात्मा त्रिभुवनेश्वरो देवता । अनुष्टुप् छंदः । हरितहयरथं दिवाकरं घृणिरिति बीजम् । ॐनमो भगवते जितवैश्वानरजातवेदस इति शक्तिः । ॐनमो भगवते आदित्याय नम इति कीलकम् । ॐअग्निगर्भदेवता इति मंत्रः । ॐनमो भगवते तुभ्यमादित्याय नमोनमः श्रीसूर्यनारायणप्रीत्यर्थं जपे विनियोगः । अथ न्यासः । ॐह्रां अंगुष्ठाभ्यां नमः । ॐह्रीं तर्जनीभ्यां नमः । ॐह्रूं मध्यमाभ्यां नमः । ॐह्रैं अनामिकाभ्यां नमः । ॐह्रौं कनिष्ठिकाभ्यां नमः । ॐह्रः करतलकरपृष्ठाभ्यां नमः । ॐह्रां हृदयाय नमः । ॐह्रीं शिरसे स्वाहा । ॐह्रूं शिखायैव षट् । ॐह्रैं कवचाय हुम् । ॐह्रौं नेत्रत्रयाय वौषट् । ॐह्रः अस्त्राय फट् । ॐह्रांह्रींह्रूंह्रैंह्रौंह्रःइति दिग्बंधः ।

અ, ઉ, મ્ એ ત્રણનો ઓમ્ શબ્દ થાય છે. ઓમ્ ત્રિગુણાત્મક છે, તથા બ્રહ્મવાચક પણ છે. આ આદિત્ય હૃદય રૂપી સ્તુતિ મંત્રના શ્રીકૃષ્ણ ઋષિ છે. શ્રી સૂર્યનારાયણ ત્રૈલોક્યના ઇશ્વર દેવ છે. આ સ્તોત્રના અનુષ્ટપ્ છંદ છે. લીલા ઘોડાના રથવાળા દિવાકર જેના બીજ છે. જેણે વૈશ્વાનર નામના જાતવેદને જીતેલ છે. તે સૂર્ય ભગવાનને નમસ્કાર છે. એ શક્તિછે. ભગવાન્ આદિત્યને નમસ્કાર છે, એ કીલક—ખિલો છે. ઓં બ્રહ્મરૂપ અગ્નિ દેવતા ગર્ભ છે, એ મંત્ર છે. હે ભગવાન્ આદિત્ય ! તમને નમસ્કાર છે, નમ-

સ્કાર છે, નમસ્કાર છે. શ્રી સૂર્યનારાયણની પ્રીતિને માટે આનો જપ કરીશ. એ વિનિયોગ છે. અથન્યાસ. ઓમ્ -હ્રાં અંગૂઠાને નમસ્કાર છે, ઓમ્-હ્રીં તર્જનીને નમસ્કાર છે. ઓમ્-હ્રું મધ્યમાને નમસ્કાર છે. ઓમ્-હ્રૈ અનામિકાને નમસ્કાર છે. ઓમ્-હ્રૌં કનિષ્ઠકાને નમસ્કાર છે. ઓમ્-હ્રઃ હાથની હથેલીના પાછલા ભાગને નમસ્કાર છે. ઓમ્-હ્રાં હૃદયને નમસ્કાર છે. ઓમ્-હ્રીં શિરસે, ઓમ્-હ્રૂં શિખાને, ઓમ્-હ્રૈં કવચને, ઓમ્-હ્રૌં ત્રણ નેત્રને. ઓમ્-હ્રઃ અસ્ત્રને, ઓમ્-હ્રાં, -હ્રીં, -હ્રૂં -હ્રૈં -હ્રૌં, -હ્રઃ આ પ્રમાણે નમસ્કાર અને દિશા બાંધવી.

**अथ ध्यानम् । भास्वद्रत्नाढ्यमौलिः स्फुरदधररुचा रंजितश्चारुकेशो भास्वान्यो दिव्यतेजाः करकमलयुतः स्वर्णवर्णः प्रभाभिः ।**

**विश्वाकाशावकाशग्रहपतिशिखरे भाति यश्चोदयाद्रौ**
**सर्वानंदप्रदाता हरिहरनमितः पातु मां विश्वचक्षुः१**

ધ્યાન—પ્રકાશિત રત્નોએ કરી યુક્ત છે મુકુટ જેનો, તથા સુન્દર રૂચીકર કેશ અને અધર છે જેના, દિવ્ય તેજ યુક્ત કરકમળ વડે સુવર્ણ-સમાન પ્રભાએ કરીને, વિશ્વ, આકાશ, અવકાશ, ગ્રહપતિ, અને શિખરો જેના ઉદય વડે કરીને શોભે છે, એવા અને સર્વને આનન્દદાતા તથા વિષ્ણુ અને શ્રીમહાદેવજી જેને નમસ્કાર કરેછે એવા વિશ્વ ચક્ષુ, સૂર્યનારાયણ મારૂં સંરક્ષણ કરો. ૧

**पूर्वमष्टदलं पद्मं प्रणवादिप्रतिष्ठितम् ।**
**मायाबीजं दलाष्टाग्रे यंत्रमुद्धारयेदिति ॥ २ ॥**

પ્રથમ અષ્ટદળ કમળ, પ્રણવ, આદિથી સ્થાપન કરવું. ત્યારપછી અષ્ટ દળ કમળની પાસે માયાબીજ મંત્ર કાઢવો. ૨

**आदित्यं भास्करं भानुं रविं सूर्यं दिवाकरम् ।**
**मार्तंडं तपनं चेति दलेष्वष्टसु योजयेत् ॥ ३ ॥**

આદિત્ય, ભાસ્કર, ભાનુ, રવિ ,સૂર્ય, દિવાકર, માર્તન્ડ અને તપન એ આઠ અષ્ટદળ કમળમાં અનુક્રમે કાઢવા. ૩

**दीप्ता सूक्ष्मा जया भद्रा विभूतिर्विमला तथा ।**

**अमोघा विद्युता चेति मध्ये श्रीः सर्वतोमुखी ॥४॥**

દીપ્તા, સૂક્ષ્મા, જયા, ભદ્રા, વિભૂતિ, વિમળા, અમોઘા અને વિદ્યુતા એ આઠ શક્તિયો પણ તેમના સમીપમાં કાઢવી. ૪

**सर्वज्ञः सर्वगश्चैव सर्वका णदेवता ।**

**सर्वेशं सर्वहृदयं नमामि सर्वसाक्षिणम् ॥ ५ ॥**

સર્વજ્ઞ, સર્વના અંગમાં પ્રવેશ કરવાવાળા, અને સર્વના કારણરૂપ દેવતા, સર્વનાઇશ, અને સર્વના હૃદયના સાક્ષી એવા જે સૂર્યનારાયણ તેને હું નમસ્કાર કરૂં છું. ૫

**सर्वात्मा सर्वकर्ता च सृष्टिजीवनपालकः ।**

**हितः स्वर्गापवर्गश्च भास्करेश नमोस्तु ते ॥ ६ ॥ इति प्रार्थना**

સર્વના આત્મા, સર્વને કરવાવાળા, અને સૃષ્ટિના જીવોનું પાળન તથા હિતકરવાવાળા સ્વર્ગ, અપવર્ગમાં ફરનારા એવા સૂર્યનારાયણને મારા નમસ્કાર છે. ૬

**नमो नमस्तेऽस्तु सदा विभावसो सर्वात्मने**

**सप्तहयाय भानवे । अनंतशक्तिर्मणिभूषणेन ददस्व**

**भुक्तिं मम मुक्तिमव्ययाम् ॥ ७ ॥**

હે સર્વાત્મન્ ! હે સર્વને પ્રકાશિત કરવાવાળા!! સાત ઘોડાવાળા, અનન્ત શક્તિ આપને વારમ્વાર નમસ્કાર કરૂં છું. આપ અનુગ્રહ કરીને મણિની કાન્તિવડે કરીને સુખ અને મુક્તિ મને આપો. ૭

**अर्कं तु मूर्ध्नि विन्यस्य ललाटे तु रविं न्यसेत् ।**

**विन्यसेन्नेत्रयोः सूर्यं कर्णयोश्च दिवाकरः ॥ ८ ॥**

नासिकायांन्यसेद्भानुं मुखे वै भास्करं न्यसेत् ।
पर्जन्यमोष्ठयोश्चैव तीक्ष्णं जिह्वांतरे न्यसेत् ॥ ९ ॥
सुवर्णरेतसं कंठे स्कंधयोस्तिग्मतेजसम् ।
बाह्वोस्तु पूषणं चैव मित्रं वै पृष्ठतो न्यसेत् ॥१०॥

મસ્તકમાં અર્ક તથા લલાટમાં રવિ તથા બે નેત્રોને વિષે સૂર્ય તથા કાનને વિષે દિવાકર, નાકમાં ભાનુ. મુખમાં ભાસ્કર, હોઠને વિષે પર્જન્ય. જીહ્વાને વિષે તીક્ષ્ણ તથા કન્ઠમાં સુવર્ણ સદશ, કન્ઠમાં તથા કાન્ધમાં તિવ્ર છે તેજ જેવું તેને, તથા બે હાથમાં પૂષાને તથા પીઠે મિત્ર નામના સૂર્યને રાખવા; અર્થાત્ તે તે ભાગનું તે તે સૂર્ય ભગવાન્ સંરક્ષણ કરો. ૮–૧૦

वरुणं दक्षिणे हस्ते त्वष्टारं वामतः करे ।
हस्तावुष्णकरः पातु हृदयं पातु भानुमान् ॥११॥

જમણા હાથે વરૂણ, ડાબાહાથે ત્વષ્ટા, બે હાથોનું ઉષ્ણકર સૂર્ય સંરક્ષણ કરો, અને હૃદયનું ભાનુમાન્ એવા સૂર્ય રક્ષણ કરો. ૧૧

उदरे तु यमं विद्यादादित्यं नाभिमंडले ।
कट्यां तु विन्यसेद्धंसं रुद्रमूर्वोस्तु विन्यसेत् ॥१२॥

ઉદરમાં યમ નામના સૂર્યને, નાભિ મન્ડળમાં આદિત્ય, કેડમાં હંસ અને સાથળોમાં રૂદ્ર સ્થાપન કરવા; અર્થાત્ તે તે નામના સૂર્ય તે તે ભાગનું સંરક્ષણ કરો. ૧૨

जान्वोस्तु गोपतिं न्यस्य सवितारं तु जंघयोः ।
पादयोश्च विवस्वंतं गुल्फयोश्च दिवाकरम् ॥१३॥

ઢિચણુ વિષે ગોપતિ, જાંઘ વિષે સવિતા, પગ વિષે વિવસ્વંત. તથા પાની વિષે દિવાકર નામના સૂર્યને રાખવા. ૧૩

बाह्यतस्तु तमोध्वंसं भगमभ्यंतरे न्यसेत् ।
सर्वांगेषु सहस्रांशुं दिग्विदिक्षु भगं न्यसेत् ॥१४॥ इति दिग्बंधः

બાહાર, તમોધ્વંશ, અન્દર, ભગ નામના સૂર્ય, તથા સર્વાંગે સહસ્ર છે કિરણો જેને તે તથા દિશા વિદિશામાં ભગનામના સૂર્ય સંરક્ષણ કરો. ૧૪

**एष आदित्यविन्यासो देवानामपि दुर्लभः ।**
**इमं भक्त्या न्यसेत्पार्थ स याति परमां गतिम्॥१५॥**

હે અર્જુન. ! આ સૂર્યનારાયણનો ન્યાસ દેવતાઓને દુર્લભ છે. આ ન્યાસ ભક્તિ પૂર્વક કરવાથી મનુષ્ય પરમગતિને પામે છે. ૧૫

**कामक्रोधकृतात्पापान्मुच्यते नात्र संशयः ।**
**सर्पादपि भयं नैव संग्रामेषु पथिष्वपि ॥ १६ ॥**

કામ તથા ક્રોધવડે કરીને કરેલાં પાપથી, સર્પથી, સંગ્રામમાં અને માર્ગમાં પણ તેને નિઃસન્દેહ ભય થતો નથી. ૧૬

**रिपुसंघट्टकालेषु तथा चोरसमागमे ।**
**त्रिसंध्यं जपतो न्यासं महापातकनाशनम् ॥ १७ ॥**

શત્રુને મળતી વખતે તથા ચોરના સમાગમ સમયે તથા ત્રણે કાળ જો કોઈ મનુષ્ય આ ન્યાસ કરે તો તેનાં મહાપાતક નાશ પામે છે. ૧૭

**विस्फोटकसमुत्पन्नं तीव्रज्वरसमुद्भवम् ।**
**शिरोरोगं नेत्ररोगं सर्वव्याधिविनाशनम् ॥ १८ ॥**

આ ન્યાસનો જપ કરનારને વિસ્ફોટકનો, તીવ્રતાવનો મસ્તકનો નેત્રનો તથા બીજાપણ અન્ય સર્વ વ્યાધિયો નાશ પામે છે. ૧૮

**कुष्ठव्याधिस्तथा दद्रुरोगाश्च विविधाश्च ये ।**
**जपमान य नश्यंति शृणु भक्त्या तदर्जुन ॥१९॥**

હે અર્જુન ! કોઢ, દાદર તથા અન્યવાધિયો વિગેરે આ ન્યાસનો જપ કરવાથી નાશ પામે છે, માટે તે ભક્તિપૂર્વક શ્રવણ કરજ. ૧૯

**आदित्यो मंत्रसं[illegible]क्त आदित्यो भुवनेश्वरः ।**
**आदित्यान्नापरो देवो ह्यादित्यः परमेश्वरः ॥२०॥**

મંત્ર સયુક્ત આદિત્ય, એ ત્રિભુવનના ઇશ્વર છે. આદિત્યથી પર બીજો કોઈ દેવ નથી. આદિત્ય સાક્ષાત્ પરમેશ્વર છે. ૨૦

**आदित्यमर्चयेत्ब्रह्मा शिव आदित्यमर्चयेत् ।**
**यदादित्यमयं तेजो मम तेजस्तदर्जुन ॥ २१ ॥**

હે અર્જુન! બ્રહ્મા અને શિવ પણ આદિત્યનું પૂજન કરે છે. જે આદિત્યમય તેજ છે તે તેજ મારૂં છે. ૨૧

**आदित्यं मंत्रसंयुक्तमादित्यं भुवनेश्वरम् ।**
**आदित्यं ये प्रपश्यंति मां पश्यन्ति न संशयः ॥२२॥**

મંત્ર સંયુક્ત તથા ભુવન ઇશ્વર આદિત્યને જે પુરૂષ અવલોકન કરે છે, તે મનેજ જુવે છે, એમાં સંશય નથી. ૨૨

**त्रिसंध्यमर्चयेत्सूर्यं स्मरेद्भक्तया तु यो नरः ।**
**न स पश्यति दारिद्र्यं जन्मजन्मानि चार्जुन ॥२३॥**

હે અર્જુન! ત્રણેકાળ જે કોઇ સૂર્યનું ભકિતપૂર્વક પૂજન તથા સ્મરણ કરે, તો તે જન્મોજન્મ દારિદ્રને નિહાળતો નથી. ૨૩

**एतत्ते कथितं पार्थ आदित्यहृदयं मया ।**
**शृण्वन्मुक्तश्च पापेभ्यः सूर्यलोके महीयते ॥ २४ ॥**

હે પાર્થ! અમે જે તને આદિત્ય હૃદય નામનું સ્તોત્ર કહ્યું, તે શ્રવણ કરવાથી પ્રાણી સર્વ પાપથી મુકત થઇને સૂર્ય લોકમાં જાય છે. ૨૪

**नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ।**
**आदित्यः [illegible] सूर्यः खगः पूषा गभस्तिमान् २५**
**सुवर्णः स्फटिको भानुः [illegible]रितो विश्वतापनः ।**
**[illegible]श्वो महातेजाः सुवर्णः सुप्रबोधकः ॥ २६ ॥**
**हिरण्यगर्भः [illegible]शिरास्तपनो भास्क[illegible] रविः ।**

मार्तंडो गोपतिः श्रीमान् कृतज्ञश्च प्रतापवान् ॥२७॥
तामिस्र । भगो हंसो नासत्यश्च तमोनुदः ।
शुद्धो विरोचनः केशी सहस्रांशुर्महाप्रभुः ॥ २८ ॥

હે ભગવતો! તમને નમસ્કાર છે. હે અદિતિના પુત્ર! તમને પુનઃ પુનઃ નમસ્કાર છે. આદિત્ય, સવિતા, સૂર્ય, ખગ, પુષા, ગભસ્તિમાન્, સુવર્ણ, સ્ફટિક, ભાનુ. સ્ફુરિત, વિશ્વતાપન, રવિ, વિશ્વ, મહાતેજ, સુવર્ણ સદૃશ જણાતા, હિરણ્યગર્ભ, ત્રિશિરા, તપન, ભાસ્કર, રવિ, માર્ત્તંડ, ગોપતિ, શ્રીમાન્, કૃતજ્ઞ, અને પ્રતાપવાન્ અન્ધકારનો નાશ કરવાવાળા ભગ હંસ સત્ય, તમોનુદ, શુદ્ધ, વિરોચન, કેશી, સહશસ્ત્રકિરણો વાળા. મહાપ્રભુ. ૨૫–૨૮

विवस्वान् पूषणो मृत्युर्मिहिरो जामदग्न्याजित् ।
घर्मरश्मिः पतंगश्च शरण्यो मित्रहा तपः ॥ २९ ॥

વિવસ્વાન, પૂષણુ. મૃત્યુ, મિહિર, જામદગ્ન્ય, જીત, ધર્મરશ્મિ, પતંગ શરણ્ય, મિત્રહા, તપ, ૨૯

दुर्विज्ञेयगतिः शूरस्तेजोराशिर्महायशाः ।
शंभुश्चित्रांगदः सौम्यो हव्यकव्यप्रदायकः ॥३०॥

દુર્વિજ્ઞેયગતિ, શૂર, તેજોરાશિ, મહાયશ, શમ્ભુ, ચિત્રાંગદ, સૌમ્ય, હવ્ય કવ્યને દેવાવાળા. ૩૦

अंशुमानुत्तमो देव ऋग्यजुः साम एव च ।
हरिदश्वस्तमोदारः स सप्तार्चिर्मरीचिमान् ॥ ३१ ॥

અંશુમાન્, ઉત્તમ, દેવ, ૠક, યજુ, સામ, હરિદશ્વ, તમોદાર. સપ્ત-સપ્તિ, મરીચિમાન્ ૩૧

अग्निगर्भोऽदितेः पुत्रः शंभुस्तिमिरनाशनः ।
पूषा विश्वंभरो मित्रः सुवर्णः प्रतापवान् ॥३२॥

અગ્નિગર્ભ, અદિતિના પુત્ર, શમ્ભુ, તિમિરને નાશ કરવાવાળા, પૂષા, વિશ્વમ્ભર, મિત્ર, સુવર્ણ, સુપ્રતાપવાન્ ૩૨

**आतपी मंडली भास्वांस्तपनः सर्वतापनः ।**

**कृतविश्वो महातेजाः सर्वरत्नमयोद्भवः ॥ ३३ ॥**

આતપી, મંડળી, ભાસ્વાન, તપન, સર્વતાપન, કૃતવિશ્વ, મહાતેજ, સર્વરત્નમય, ઉદ્ભવ. ૩૩

**अक्षरश्च क्षरश्चैव प्रभाकरविभाकरौ ।**

**चंद्रश्चंद्रांगदः सौम्यो हव्यकव्यप्रदायकः ॥ ३४ ॥**

અક્ષર, ચાક્ષર, પ્રભાકર, વિભાકર, ચન્દ્ર, ચન્દ્રાંગદ, સૌમ્ય, હવ્યકવ્ય ને દેવાવાળા. ૩૪

**अंगारको गदोऽगस्ती रक्तांगश्चांगवर्धनः ।**

**बुधो बुद्धासनो बुद्धिर्बुद्धात्मा बुद्धिवर्धनः ॥ ३५ ॥**

અંગારક, અંગદ, અગસ્ત, રક્તાંગ, અંગવર્ધન, બુધ, બુદ્ધાસન, બુદ્ધિ, બુદ્ધાત્મા, બુદ્ધિને વધારનારા. ૩૫

**बृहद्भानुर्बृहद्भासो बृहद्धामा बृहस्पतिः ।**

**शुक्रस्त्वं शुक्ररेतास्त्वं शुक्रांगः शुक्रभूषणः ॥३६॥**

બૃહદ્‌ભાનુ, બૃહદ્‌ભાસ, બૃહદ્‌ધામા, બૃહસ્પતિ, શ્વેત, શ્વેત વીર્યવાળા શ્વેત અંગવાળા, અને શ્વેત ભૂષણવાળા તમે છો. ૩૬

**शनिमान् शनिरूपस्त्वं शनैर्गच्छसि सर्वदा ।**

**अनादिरादिरादित्यस्तेजोराशिर्महातपाः ॥ ३७ ॥**

શનિમાન્, શનિરૂપ, અને ધીરે ધીરે સર્વદા જાઓ છો. અનાદિનાપણુ આદિ, તેજના ભંડારરૂપ, અને મહા તપવાળા આદિત્ય તમે છો. ૩૭

**अनादिरादिरूपस्त्वमादित्यो दिक्पतिर्यमः ।**

**भानुमान् भानुरूपस्त्वं स्वर्भानुर्भानुदीप्तिमान् ३८**

અનાદિના પણ આદિરૂપ, દિશાના પતિ, યમ એવા આદિત્ય તમે છો. ભાનુમાન્, ભાનુરૂપ, સ્વર્ગનાભાનુ, કાન્તિવાળા તમેછો. ૩૮

**धूमकेतुर्महाकेतुः सर्वकेतुर-नमः ।**
**तिमिरावरणः शंभुः स्रष्टा मार्तंड एव च ॥ ३९ ॥**

ધૂમકેતુ, મહાકેતુ, સર્વકેતુ, ઉત્તમ, તિમિરાવરણ, શમ્ભુ, સ્રષ્ટા, માર્તન્ડ, એ પણ તમેજ છો. ૩૯

**नमः पूर्वाय गिरये पाश्चिमाय नमो नमः ।**
**नमोत्तराय गिरये दक्षिणाय नमो नमः ॥ ४० ॥**

ઉદયાચળ અને અસ્તાચળને વારમ્વાર નમસ્કાર છે. તથા દક્ષિણ અને ઉત્તરના પર્વતરૂપ એવા આપ સૂર્યનારાયણ તેને પુનઃ પુનઃ નમસ્કાર છે. ૪૦

**नमो नमः सहस्रांशो ह्यादित्याय नमो नमः ।**
**नमः पद्मप्रबोधाय नमस्ते द्वादशात्मने ॥ ४१ ॥**

હજાર કીરણોવાળા સૂર્યને નમસ્કાર છે, આદિત્યને નમસ્કાર છે. પદ્મ-પ્રબોધને નમસ્કાર છે. દ્વાદશ સૂર્યને નમસ્કાર છે. ૪૧

**नमो विश्वप्रबोधाय नमो भ्राजिष्णुजिष्णवे ।**
**ज्योतिषे च नमस्तुभ्यं ज्ञानार्काय नमो नम ॥४२॥**

વિશ્વને પ્રબોધ કરનારા સૂર્યને નમસ્કાર છે. શોભાયમાન્ તેજોમય એવા સૂર્યને નમસ્કાર છે. પ્રકાશરૂપ સૂર્યભગવાન્‌ને નમસ્કાર છે. જ્ઞાનરૂપી અર્ક આપને પુનઃ પુનઃ નમસ્કાર છે. ૪૨

**प्रदीप्ताय प्रगल्भाय युगांताय नमो नमः ।**
**नमस्ते होतृपतये पृथिवीपतये नमः ॥ ४३ ॥**

પ્રદિપ્ત કાન્તિવાળા, ધૈર્યવાન્, યુગના અન્તને વિષે પણ રહેનારાને નમસ્કાર છે. હોતૃપતિને નમસ્કાર છે. પૃથ્વીપતિને નમસ્કાર છે. ૪૩

**नमोंकार वषट्कार सर्वयज्ञ नमोस्तु ते ।**

**ऋग्वेदाय यजुर्वेद सामवेद नमोऽस्तु ते ॥ ४४ ॥**

ઓંકાર, વષટ્કાર અને સર્વ યજ્ઞરૂપ સૂર્ય ભગવાનને વારમ્વાર નમસ્કાર છે. ૪૩, યજુ અને સામવેદરૂપ સૂર્ય ભગવાનને નમસ્કાર છે. ૪૪

**नमो हाटकवर्णाय भास्कराय नमो नमः ।**

**जयाय जयभद्राय हरिदश्वाय ते नमः ॥ ४५ ॥**

સુવર્ણ સમાન રંગવાળા સૂર્યને નમસ્કાર છે. ભાસ્કરને પુનઃ પુનઃ નમસ્કાર છે. જયરૂપ, તથા જયકલ્યાણ તથા લીલા ઘોડાવાળા સૂર્ય ભગવાનને નમસ્કાર છે. ૪૫

**दिव्याय दिव्यरूपाय ग्रहाणां पतये नमः ।**

**नमस्ते शुचये नित्यं नमः कुरुकुलात्मने ॥ ४६ ॥**

સ્વર્ગમાં ઉત્પત્તિવાળા અને દિવ્ય સ્વરૂપવાળા, ગ્રહોના પતિ એવા સૂર્યને નમસ્કાર છે. શુદ્ધ એવા સૂર્યને નમસ્કાર છે. કુરૂકુળના આત્માને નિત્ય નમસ્કાર છે. ૪૬

**नमस्त्रैलोक्यनाथाय भूतानां पतये नमः ।**

**नमः कैवल्यनाथाय नमस्ते दिव्यचक्षुषे ॥ ४७ ॥**

ત્રણેલોકના નાથને નમસ્કાર છે. પ્રાણીઓના પતિને નમસ્કાર છે. કૈવલ્ય મોક્ષના નાથને નમસ્કાર છે. અને દિવ્ય ચક્ષુવાળા સૂર્યનારાયણને નમસ્કાર છે. ૪૭

**त्वं ज्योतिस्त्वं द्युतिर्ब्रह्मा त्वं विष्णुस्त्वं प्रजापतिः।**

**त्वमेव रुद्रो रुद्रात्मा वायुरग्निस्त्वमेव च ॥ ४८ ॥**

તમે જ્યોતિ છો, તમે દ્યોતિછે., બ્રહ્મા, વિષ્ણુ અને પ્રજાપતિ તમેછો, રૂદ્ર તમેછો, રૂદ્રાત્મા, વાયુ અને અગ્નિ પણ તમેજ છો. ૪૮

**योजनानां सहस्रे द्वे शते द्वे द्वे च योजने ।**

**एकेन निमिषार्धेन क्रममाण नमोऽस्तु ते ॥ ४९ ॥**

બાવીસસો યોજનનો જે રસ્તો તે આપ એક નિમિષના અર્દ્ધ ભાગ જેટલા કાળમાં ફરોછો, તેને નમસ્કાર છે. ૪૯

**नवयोजनलक्षाणि सहस्रद्विशतानि च ।**
**यावद्घटीप्रमाणेन क्रममाण नमोऽस्तु ते ॥ ५० ॥**

નવ લાખ અને બે હજાર યોજન જેટલો રસ્તો આપ એક ઘડીમાં ચાલનારા તેને હું પ્રણામ કરૂં છું. ૫૦

**अग्रतश्च नमस्तुभ्यं पृष्ठतश्च सदा नमः ।**
**पार्श्वतश्च नमस्तुभ्यं नमस्ते चास्तु सर्वदा ॥ ५१ ॥**

હે સૂર્ય ભગવાન્! આપને આગળ પણ નમસ્કાર છે. અને પાછળ સદા નમસ્કાર છે. પડખામાં પણ આપને નમસ્કાર છે તથા સર્વદા આપને નમસ્કાર છે. ૫૧

**नमः सुरारिहंत्रे च सोमसूर्याग्निचक्षुषे ।**
**नमो दिव्याय व्योमाय सर्वतंत्रमयाय च ॥ ५२ ॥**

દેવતાઓના શત્રુને મારનારા, તથા સોમ, સૂર્ય અને અગ્નિ છે નેત્ર જેનાં તેને નમસ્કાર છે. દિવ્ય કાન્તિવાળા, આકાશરૂપ અને સર્વના કારણરૂપ એવા સૂર્યનારાયણ ને નમસ્કાર છે. ૫૨

**नमो वेदांतवेद्याय सर्वकर्मादिसाक्षिणे ।**
**नमो हरितवर्णाय सुवर्णाय नमो नमः ॥ ५३ ॥**

વેદાન્તને જાણવાવાળા, સર્વ કર્મના સાક્ષિભૂત આપને નમસ્કાર છે. લીલોછે વર્ણ જેનો એવા આપને નમસ્કાર છે. સુવર્ણસદૃશ શરીરવાળા આપને નમસ્કાર છે. ૫૩

**अरुणो माघमासे तु सूर्यो वै फाल्गुने तथा ।**
**चैत्रमासे तु वेदांगो भानुर्वैशाखतापनः ॥ ५४ ॥**

માઘમાસમાં અરૂણ ફાગણુમાં સૂર્ય, ચૈત્રમાસમાં વેદાંગભાનુ અને વૈશાખમાં તાપન નામ છે. ૫૪

ज्येष्ठमासे तपेदिंद्र आषाढे तपते रविः।
गभस्तिः श्रावणे मासि यमो भाद्रपदे तथा ॥५५॥

જેઠ માસમાં ઇન્દ્ર નામના સૂર્ય તપે છે. આષાઢમાં રવિ નામના સૂર્ય તપે છે. શ્રાવણ માસમાં ગભસ્તિ અને ભાદરવામાં યમ એવા નામના સૂર્ય છે. ૫૫

इषे सुवर्णरेताश्च कार्तिके च दिवाकरः।
मार्गशीर्षे तपेन्मित्रः पौषे विष्णुः सनातनः ॥५६॥

આશ્વિન માસમાં સુવર્ણરેતા, કાર્તિકમાં દિવાકર, માગશર માસમાં મિત્ર, અને પોષ માસમાં સનાતન વિષ્ણુ નામના સૂર્ય તપે છે. ૫૬

पुरुषस्त्वधिके मासे मासाधिक्ये तु कल्पयेत्।
इत्येते द्वादशादित्याः काश्यपेयाः प्रकीर्तिताः॥५७॥

અધિક માસમાં પુરૂષ નામના સૂર્ય તપે છે. એમ કલ્પના કરેલી છે. આ પ્રમાણે બાર આદિત્ય કશ્યપજીના પુત્ર કહેલા છે. ૫૭

उग्ररूपा महात्मानस्तपंते विश्वरूपिणः।
धर्मार्थकाममोक्षाणां प्रस्फुटा हेतवो नृप ॥ ५८ ॥

ઉગ્રરૂપવાળા, વિષ્ણુરૂપ મહાત્મા સૂર્ય, ધર્મ, અર્થ, કામ અને મોક્ષના હેતુ માટે હે અર્જુન! તપ્યા કરેછે. ૫૮

सर्वपापहरं चैवमादित्यं संप्रपूजयेत्।
एकधा दशधा चैव शतधा च सहस्रधा ॥ ५९ ॥

સર્વ પાપોને નાશ કરવાવાળા એવા આદિત્યનું સારી રીતે પ્રેમ પૂર્વક એક પ્રકારે, દશ પ્રકારે સો તથા હજાર પ્રકારે પૂજન કરવું. ૫૯

तपंते विश्वरूपेण सृजंति संहरंति च ।
एष विष्णुः शिवश्चैव ब्रह्मा चैव प्रजापतिः ॥६०॥

વિશ્વરૂપે કરીને તપે છે. સૃજે છે અને સંહાર કરેછે. એ સૂર્ય ભગવાનજ વિષ્ણુ, શિવ, બ્રહ્મા અને પ્રજાપતિ છે. ૬૦

महेंद्रश्चैव कालश्च यमो वरुण एव च ।
नक्षत्रग्रहताराणामधिपो विश्वतापनः ॥ ६१ ॥

મહેન્દ્ર, યમ, કાળ, વરૂણ, નક્ષત્ર, ગ્રહ, તારાના અધીશ્વર, વિશ્વતાપન પણ તેજ છે. ૬૧

वायुरग्निर्धनाध्यक्षो भूतकर्ता स्वयं प्रभुः ।
एष देवो हि देवानां सर्वमाप्यायते जगत् ॥६२॥

વાયુ, અગ્નિ, કુબેર, પ્રાણીઓને કરનારા, સૂર્યનારાયણ પોતે છે. દેવનાદેવ અને સકળ જગતને ઉત્પન્ન કરનારા સૂર્ય છે. ૬૨

एष कर्ता हि भूतानां संहर्ता रक्षकस्तथा ।
एष लोकानुलोकाश्च सप्तद्वीपाश्च सागराः ॥६३॥

પ્રાણીઓને ઉત્પન્ન કરનારા, નાશ કરનારા તથા સંરક્ષણ કરનારા, લોકાનુલોક સાત દ્વીપ અને સાગર પણ સૂર્ય છે. ૬૩

एष पातालसप्तस्था दैत्यदानवराक्षसाः ।
एष धाता विधाता च बीजं क्षेत्रं प्रजापतिः॥६४॥

સાત પાતાળને વિષે રહેનારા, દૈત્ય, દાનવ, રાક્ષસ, ધાતા, વિધાતા, બીજ, ક્ષેત્ર અને પ્રજાપતિ પણ સૂર્યનારાયણ છે. ૬૪

एक एव प्रजा नित्यं संवर्धयति रश्मिभिः ।
एष यज्ञः स्वधा स्वाहा ह्रीः श्रीश्च पुरुषोत्तमः॥६५॥

સૂર્ય ભગવાન્ પોતાના કિરણો વડે નિત્ય પ્રજાની વૃદ્ધિ કરે છે. યજ્ઞ, સ્વધા, સ્વાહા, હ્રી, લક્ષ્મી તથા પુરૂષોત્તમ પણ તેજ છે. ૬૫

**एष भूतात्मको देवः सूक्ष्मोऽव्यक्तः सनातनः।**
**ईश्वरः सर्वभूतानां परमेष्ठी प्रजापतिः ॥ ६६ ॥**

સર્વે પ્રાણી માત્રના દેવ છે. સૂક્ષ્મ, વ્યક્ત અને સનાતન છે. પ્રાણી માત્રના ઇશ્વર પ્રજાપતિ અને સંરક્ષણ કરનાર છે. ૬૬

**कालात्मा सर्वभूतात्मा वेदात्मा विश्वतोमुखः।**
**जन्ममृत्युजराव्याधिसंसारभयनाशनः ॥ ६७ ॥**

કાલાત્મા, પ્રાણી માત્રના આત્મા, વેદાત્મા, વિશ્વ છે મુખ જેનું એવા, તથા જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને સંસારના ભયનો નાશ કરવા-વાળા છે. ૬૭

**दारिद्र्यव्यसनध्वंसी श्रीमान्देवो दिवाकरः।**
**किर्तनीयो विवस्वांश्च मार्तंडो भास्करो रविः ॥६८॥**

દારિદ્ર અને વ્યસન તેનો નાશ કરવાવાળા, લક્ષ્મીને આપનારા, દેવ એવા જે દિવાકર, તે દુષ્ટ જીવોનો નાશ કરનારા માર્ત્તન્ડ, પ્રકાશ કરનારા રવિ, છે. ૬૮

**लोकप्रकाशकः श्रीमांल्लोकचक्षुर्ग्रहेश्वरः।**
**लोकसाक्षी त्रिलोकेशः कर्ता हर्ता तमिस्रहा ॥६९॥**

ત્રૈલોક્યનો પ્રકાશ કરવાવાળા, તથા ત્રણેલોકના ચક્ષુ અને ગ્રહોના ઇશ્વર, લોકસાક્ષી, ત્રૈલોક્યના ઇશ, કર્ત્તા, સંહાર કર્ત્તા અને અન્ધકારનો નાશ કરનારા છે. ૬૯

**तपनस्तापनश्चैव शुचिः सप्ताश्ववाहनः।**
**गभस्तिहस्तो ब्रह्मण्यः सर्वदेवनमस्कृतः ॥ ७० ॥**

પ્રકાશ કરનારા, તપાવનાર, પવિત્ર અને સાત ઘોડા જેનું વાહન છે એવા, હાથને વિષે કીરણોને ધારણ કરનારા, બ્રહ્મનું ધ્યાન ધરનારા અને સર્વે દેવ જેને નમસ્કાર છે. ૭૦

**आयुरारोग्यमैश्वर्यं नरा नार्यश्च मंदिरे ।**

**यस्य प्रसादात्संतुष्टरादित्यहृदयं जपेत् ॥ ७१ ॥**

જેની કૃપાથી હૃદયમાં સંતુષ્ટ થઇને નરનારી આદિત્યનો જપ કરે છે તો તેને આયુ, આરોગ્ય અને ઐશ્વર્ય આપે છે. ૭૧

**इत्येतैर्नामभिः पार्थ आदित्यं स्तौति नित्यशः ।**

**प्रातरुत्थाय कौंतेय तस्य रोगभयं न हि ॥ ७२ ॥**

હે અર્જુન! પ્રથમ કહેલાં નામ પ્રમાણે જે મનુષ્ય પ્રભાતે ઉઠીને સ્તુતિ કરેછે, તેને હે કુન્તાના પુત્ર! રોગનો ભય થતો નથી. ૭૨

**पातकान्मुच्यते पार्थ व्याधिभ्यश्च न संशयः ।**

**एक संध्यं द्विसंध्यं वा सर्वपापैः प्रमुच्यते ॥ ७३ ॥**

હે અર્જુન! સવારે તથા સાંજે અથવા બે વખત સૂર્યની સ્તુતિ કરનાર મનુષ્ય પાપથી વ્યાધિથી મુક્ત થઇ જાય છે એમાં સંશય નથી, એટલુંજ નહિ, પણ તે સર્વ પાપથી મુક્ત થઇ જાય છે. ૭૩

**त्रिसंध्यं जपमानस्तु पश्येच्च परमं पदम् ।**

**यदह्नात्कुरुते पाप तदह्नात्प्रातिमुच्यते ॥ ७४ ॥**

જે ત્રણે કાળ સૂર્યનો પાઠ કરે તે પરમપદને દેખે છે. અને જે રોજ એકવાર પાઠ કરે છે, તે તે પાઠના પ્રભાવે તે દિવસના પાપથી મુક્ત થાય છે. ૭૪

**यद्राव्यात्कुरुते पापं तद्राव्यात्प्रातिमुच्यते ।**

**दद्रुस्फोटककुष्ठानि मंडलानि विषूचिका ॥ ७५ ॥**

જે રાત્રિએ પાપ કર્યું હોય, તે રાત્રીના પાપથી તથા દાદર વિસ્ફોટક કોઢ અને મહામારી–આદિ રોગથી મુક્ત થાય છે. ૭૫

**सर्वव्या[illegible]भूतबाधास्तथैव च ।**

**डाकिनी शाकिनी चैव महारोगभयं कुतः ॥ ७६ ॥**

નાના પ્રકારના સર્વ વ્યાધીઓ, મહારોગ તથા ભૂતબાધા ડાકણુ, શાકિની વિગેરના મોટારોગ વિગેરેનો સૂર્યના પાઠ કરનારને ભય હોતો નથી ૭૬

**ये चान्ये दुष्टरोगाश्च ज्वरातीसारकादयः ।**

**जपमानस्य नश्यंति जीवेत् शरदां शतम् ॥ ७७ ॥**

તે સિવાય જે બીજાદુષ્ટ રોગો જેવા કે તાવ અને અતિસાર—આદિ વિગેરે સૂર્યનો પાઠ કરવાથી નાશ પામે છે, અને પાઠ કરનાર માણસ સો શરદ્ ઋતુ પર્યન્ત જીવે છે; એટલે કે સો વર્ષ જીવે છે. ૭૭

**संवत्सरेण मरणं यदा तस्य ध्रुवं भवेत् ।**

**अशीर्षां पश्यति च्छायामहोरात्रं धनंजय ॥ ७८ ॥**

હે ધનંજય ! એક સંવત્સરમાં જેનું મરણ થનાર હોય તે અહોરાત્ર પોતાના શિરને છાયામાં જોતો નથી. તેવો પુરૂષ પણ જો, પાઠ કરે તો તે અવશ્ય તે પણ સુખ પામે છે. ૭૮

**यस्त्विदं पठते भक्त्या भानोर्वारे महात्मनः ।**

**प्रातःस्नाने कृते पार्थ एकाग्रकृतमानसः ॥ ७९ ॥**

**सुवर्णचक्षुर्भवति न चांधस्तु प्रजायते ।**

**पुत्रवान्धनसंपन्नो जायते चारुजः सुखी ॥ ८० ॥**

હે પાર્થ ! જે કોઈ મનુષ્ય રવિવારે પ્રાતઃસ્નાન કરી એકાગ્રમનવડે ભક્તિ પૂર્વક જો આ સ્તોત્રનો પાઠ કરે છે, તો તે સુવર્ણ સમાન આંખ્યોવાળો થાય છે. અને તે આંધળો થતોજ નથી, એટલુંજ નહિ પણ તે પુત્રવાન્ ધનસમ્પન્ન થાય છે, અને સુખી થાય છે. ૭૯–૮૦

**सर्वसिद्धिमवाप्नोति सर्वत्र विजयी भवेत् ।**

**आदित्यहृदयं पुण्यं सूर्यनामविभूषितम् ॥ ८१ ॥**

આદિત્ય હૃદયનો, પાઠ કરનાર સર્વ સિદ્ધિને પામે છે. સર્વ સ્થળે વિજય સમ્પાદન કરે છે. સૂર્યના નામથી શોભાયમાન્ આદિત્ય હૃદય પુણ્ય કર છે. ૮૧

श्रुत्वा च निखिलं पार्थ सर्वपापैः प्रमुच्यते ।
अतः परतरं नास्ति सिद्धिकामस्य पांडव ॥ ८२ ॥

હે અર્જુન ! આદિત્ય હૃદયને શ્રવણ કરનાર માણસ સર્વ પાપથી મુક્ત થઇ જાય છે. હે પાંડવ ! એથી અધિક સિદ્ધિને આપનાર તથા કામના પૂર્ણ કરનાર બીજું એકે નથી. ૮૨

तज्जपस्व कौंतेय येन श्रेयो ह्यवाप्स्यसि ।
आदित्यहृदयं नित्यं यः पठेत्सुसमाहितः ॥ ८३ ॥
भ्रूणहा मुच्यते पापात्कृतघ्नो ब्रह्मघातकः ।
गोघ्नः सुरापो दुर्भोजी दुष्प्रतिग्रहकारकः ॥ ८४ ॥
पातकानि च सर्वाणि दहत्येव न संशयः ।
य इदं शृणुयान्नित्यं जपेद्वाऽपि समाहितः ॥८५॥

હે કુન્તાનાપુત્ર અર્જુન ! તું આ આદિત્યહૃદયનો જપ કરય તે થકી, તારૂં શ્રેય થશે. આદિત્યહૃદયનો જે મનુષ્ય નિત્ય સાવધાનપણાથી પાઠ કરે છે, બાળહત્યા કરનાર, બ્રહ્મઘાતી અને કૃતઘ્ન, ગાયને મારનાર, મદિરા પાન કરનાર અભક્ષ્યાભક્ષ્ય કરનાર અને દુષ્ટ પ્રતિગ્રહ કરનાર જો આને નિત્ય સાંભળે વા જપ કરે તો તેનાં સર્વ પાપ બળી જાય છે, એમાં સંશય નથી. ૮૩-૮૫

सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ।
अपुत्रो लभते पुत्रान्निर्धनो धनमाप्नुयात् ॥ ८६ ॥

અને તે સર્વ પાપથી મુક્ત થઇ, શુદ્ધ થઇને સૂર્ય લોકમાં જાય છે. અપુત્ર જો પાઠ કરે તો પુત્ર પામે છે. નિર્ધન જો પાઠ કરે તો ધનને પામે છે. ૮૬

रोगी मुच्यते रोगाद्भक्त्या यः पठते सदा ।
यस्त्वादित्यदिने पार्थ नाभिमात्रजले स्थितः ॥८७॥

હે પાર્થ ! રવિવારનેદિવસે જો નાભિપર્યન્ત જળમાં ઉભો રહીને કુરોગી જો ભક્તિ પૂર્વક સદા પાઠ કરે તો તે દુષ્ટ રોગથી મુક્ત થઈ જાય છે. ૮૭

उदयाचलमारूढं भास्करं प्रणतः स्थितः ।
जपते मानवो भक्त्या शृणुयाद्वापि भक्तितः ॥८८॥
स याति परमं स्थानं यत्र देवो दिवाकरः ।
अमित्रदमनं पार्थ यदा कर्तुं समारभेत् ॥ ८९ ॥
तदा प्रतिकृतिं कृत्वा शत्रोश्चरणपांसुभिः ।
आक्रम्य वामपादेन ह्यादित्यहृदयं जपेत् ॥ ९० ॥

ઉદયાચળ પર્વતના ઉપર બેઠેલા સૂર્યનારાયણને પ્રણામ કરી જે મનુષ્ય ભક્તિપૂર્વક પાઠ કરે, વા સાંભળે તો તે મનુષ્ય જ્યાં દેવ એવા દિવાકર છે ત્યાં પરમસ્થાનમાં જાય છે. હે પાર્થ! જ્યારે શત્રુનો નાશ કરવો હોય, ત્યારે અવસ્ય સાવધાનપણાથી શત્રુના પગની રજ વડે પ્રતિમા કરી ડાબા પગ વડે દબાવી આદિત્યહૃદયના જપનો આરંભ કરવો. ૮૮-૯૦

एतन्मंत्रं समाहूय सर्वसिद्धिकरं परम् ।
ॐ-ह्रीं हिमालीढं स्वाहा । ॐ-ह्रीं निलीढं स्वाहा ।
ॐ-ह्रीं मालीढं स्वाहा । इति मंत्रः ।

સર્વ સિદ્ધિને કરનારા ઓમ્.હ્રીં હિમાલીઢં સ્વાહા, ઓમ્-હ્રી નિલીઢ સ્વાહા, ઓમ્-હ્રીમાલીઢં સ્વાહા, એ મંત્રનો જપ કરવો.

त्रिभिश्च रोगी भवति ज्वरी भवति पंचभिः ।
जपैस्तु सप्तभिः पार्थ राक्षसीं तनुमाविशेत् ॥९१॥

ત્રણ પ્રકારના રોગી થાય છે, પાંચ પ્રકારના જ્વર થાય છે. હે પાર્થ ! સાત વાર જપ કરવાથી રાક્ષસના દેહને પામે છે. ૯૧

राक्षसेनाभिभूतस्य विकारान् शृणु पांडव ।
गीयते नृत्यते नग्न आस्फोटयति धावति ॥ ९२ ॥

नीथा तं च कुरुते हसते क्रंदते पुनः ।
एवं संपीड्यते पार्थ यद्यपि स्यान्महेश्वरः ॥९३॥

હે પાન્ડવ! રાક્ષસ વડે કરીને પરાભવ થયેલા મનુષ્યના વિકારો શ્રવણ કરય. જે કોઇ નગ્ન થઇને ગાય છે વા નાચે છે તથા મોટા શબ્દ કરીને દોડે છે તથા શીયાળ સમાન શબ્દ કરી બોલે છે, હાસ્ય કરે છે, વારમ્વાર રૂદન કરે છે. હે અર્જુન! આ પ્રમાણે જો પાઠ કરતાં આચરણ કરે, તે મોટા ઇશ્વર હોય, તોપણ તે દુઃખ પામે છે. ૯૨ ૯૩

किं पुनर्मानुषः कश्चिच्छौचाचारविवर्जितः ।
पीडितस्य न संदेहो ज्वरो भवति दारुणः ॥९४॥

જે મનુષ્ય પવિત્રતા અને આચારથી રહિત છે, તે મનુષ્યને દારૂણ જ્વર આવે છે અને તેથી પીડા પામે છે, એમાં સંશય નથી. ૯૪

यदा चानुग्रहं तस्य कर्तुमिच्छेच्छुभंकरम् ।
तदा सलिलमादाय जपेन्मंत्रमिमं बुधः ॥ ९५ ॥

તેના ઉપર અનુગ્રહ કરીને જો તેનું કલ્યાણ કરવું હોય, તો તેને નાભિપર્યન્ત જળમાં ઉભો રાખીને બુધ–વિદ્વાન્ લોકોએ આ મંત્ર જપાવવો અને જો તેને ન આવડે તો તેને જળમાં ઉભો રાખી વિદ્વાને પાઠ કરવો. ૯૫

नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ।
जयाय जयभद्राय हरिदश्वाय ते नमः ॥ ९६ ॥

હે ભગવત્! તમને નમસ્કાર છે. આદિત્યને પુનઃ પુનઃ નમસ્કાર છે. જય દેવાવાળા તથા જય રૂપ, કલ્યાણ કરવાવાળા તથા લીલ ઘોડાવાળા જે સૂર્યનારાયણ તેને નમસ્કાર છે. ૯૬

स्नापयेत्तेन मंत्रेण शुभं भवति नान्यथा ।
अन्यथा च भवेद्दोषो नश्यते नात्र संशयः ॥९७॥

પ્રથમ કહેલા મંત્રવડે સ્નાન કરવાથી મનુષ્યનું અવશ્ય કલ્યાણ થાય

૭. તથા અન્ય પણ જે દોષો હોય છે, તેઓ પણ નાશ પામે છે, એમાં-જરા સંશય નથી. ૯૭

**अतस्ते निखिलः प्रोक्तः पूजां चैव निबोध मे ।**
**उपलिप्ते शुचौ देशे नियतो वाग्यतः शुचिः ॥९८॥**

એ માટે સર્વ પ્રકાર તને કહ્યા, પણ હવે પૂજાનો વિધિ કહું છું, તે શ્રવણ કરય. પ્રથમ પવિત્ર દિશામાં લિંપી. પછી પોતાને શુદ્ધ થઈ પવિત્ર વાણી ઉચ્ચારણ કરવી. ૯૮

**वृत्तं वा चतुरस्रं वा लिप्तभूमौ लिखेच्छुचिः ।**
**त्रिधा तत्र लिखेत्पद्ममष्टपत्रं सकर्णिकम् ॥ ९९ ॥**

ગોળાકાર વા ચોરસ લીંપી, પૃથિવીમાં મંડળ કરવું, અને તેમાં ત્રણ પ્રકારનાં કર્ણિકા યુકત આઠ પાંદડાંનું કમળ કાઢવું. ૯૯

**अष्टपत्रं लिखेत्पद्मं लिप्तगोमयमंडले ।**
**पूर्वपत्रे लिखेत् सूर्यमाग्नेय्यां तु रविं न्यसेत् ॥१००॥**

આ પ્રમાણે અષ્ટપત્ર કમળ લિંપેલા મંડળમાં આળેખીને પૂર્વ પત્ર-માં સૂર્યને આળેખવા અગ્નિ ખૂણામાં રવિનું સ્થાપન કરવું. ૧૦૦

**याम्यायां च विवस्वंतं नैर्ऋत्यां तु भगं न्यसेत् ।**
**प्रतीच्यां वरुणं विद्याद्वायव्यां मित्रमेव च ॥ १ ॥**

દક્ષિણ દીશામાં વિવસ્વત, નૈઋત્ય ખૂણામાં ભગ, પશ્ચિમ દિશામાં વ-રુણ, અને વાયવ્ય ખૂણામાં મિત્ર નામના સૂર્યનું સ્થાપન કરવું. ૧૦૧

**आदित्यमुत्तरे पत्रे ईशान्यां मित्रमेव च ।**
**मध्ये तु भास्करं विद्यात्क्रमेणैवं समर्चयेत् ॥ २ ॥**

ઉત્તર તરફના પત્રમાં આદિત્ય, ઇશાનખૂણામાં વિષ્ણુ, મધ્યભાગમાં ભાસ્કર નામના સૂર્યનું સ્થાપન કરી, ક્રમવાર સર્વનું પૂજન કરવું. ૧૦૨

**अतः परतरं नास्ति सि[illegible]कामस्य पांडव ।**

**महातेजः समुद्यंतं प्रणमेत्स कृतांजलिः ॥ ३ ॥**

હે અર્જુન! આથી બીજો સિદ્ધિને આપનાર ઉપાય નથી. મહાતેજ-
૩૫ અને ઉદય પામતા સૂર્યને હાથ જોડીને નમસ્કાર કરવા. ૧૦૩

**सकेसराणि पद्मानि करवीराणि चार्जुन ।**

**तिलतंडुल[illegible]क्तानि कुशगंधोदकानि च ॥ ४ ॥**

**रक्तचंद[illegible]मिश्राणि कृत्वा वै ताम्रभाजने ।**

**धृत्वा शिरसि तत्पात्रं जानुभ्यां धरणीं स्पृशेत् ॥५॥**

હે અર્જુન ! કેસરયુકત કમળ, કરણ, તલ, ચોખા, દર્ભ ચન્દન તથા ત્રાંબાના પાત્રમાં રાતાં ચન્દને કરીને યુકત મસ્તક ઉપર રાખીને, ગોઠણથી- પૃથિવીનો સ્પર્શ કરવો. ૧૦૪–૧૦૫

**मंत्र[illegible]तं गुडाकेश चार्घ्यं दद्यद्रभस्तये ।**

**सायुधं सरथं चैव सूर्यमावाहयाम्यहम् ॥ ६ ॥**

હે અર્જુન! એ પ્રમાણે કરી, આયુધ તથા રથ સહિત સૂર્ય નારાયણ- ને આવાહન કરીને અર્ઘ્ય આપવો. ૧૦૬.

**स्वागतो भव सुप्रतिष्ठितो भव । संनिधो भव ।**

**संनि[illegible]तो भव । संमुखो भव । इति पंच[illegible]द्राः**

**स्फुटयित्वाऽर्हयेत्सूर्यं भुक्तिं मुक्तिं लभेन्नरः ॥ ७ ॥**

સ્વાગત થાય સુપ્રતિષ્ઠા થાય, સન્નિધ થાય, ધણુંજ સમીપ થાય સારા સુખો થાય એ રીતે પાંચ મુદ્રાઓ કરવી. ૧૦૭

**ॐ श्रीं विद्याकिलिकिलिकटकेष्टसर्वार्थसाधनाय स्वाहा ।**

**ॐ श्रीं ह्रीं ह्रूं हंसः सूर्याय नमः स्वाहा ।**

**ॐः श्रीं -ह्रां -ह्रीं -ह्रूं -हः सूर्यमूर्तये स्वाहा ।**

ॐ श्रीं -हीं खं खः । लोकाय सर्वमूर्तये स्वा ा ।

ॐ -हूं मार्तंडाय स्वा ा ।

नमोऽस्तु सूर्य य सहस्रभानवे नमोस्तु वैश्वानरजातवेदसे

त्वमेव चार्घ्यं प्रति ृह्ण देव देवाधिदेवाय नमो नमस्ते ॥ ८ ॥

સૂર્યનું જે પુરૂષ પૂજન કરેછે, તે પુરૂષ આ સંસારનાં સુખ ભોગવી મુક્તિ પામે છે. ઓમ્ શ્રી વિઘાના વિઘ્નને નાશ કરનાર, સર્વ ઇષ્ટ દ્રવ્યને આપનાર સૂર્યનું દાનછે. ઓમ્શ્રી, હીં. -હું; હંસ; એવા બીજથી સૂર્યને નમસ્કાર કરવા. ઓમ્શ્રીં -હાં -હીં, -હું -હૈ, -હૌ, -હ; સૂર્ય એ મંત્રવડે સૂર્યની મૂર્ત્તિનું દાન કરવું. ઓમ્ શ્રી -હીં, ખંખ; પ્રકાશ કરનારા તથા સૂર્યના મૂર્ત્તિરૂપ સૂર્યને દાન કરવું. ઓમ્. હું એવા બીજવડે કરી, માર્તંડ નામના સૂર્યનું દાન કરવું. હજાર પ્રકારે પ્રકાશ કરવાવાળા સૂર્યને તથા અગ્નિ સદૃશ પ્રકાશ કરવાવાળાને નમસ્કાર છે. હે સૂર્ય ભગવાન્! આપજ મારૂં અર્ઘ્ય ગ્રહણ કરો. તથા સર્વ દેવના દેવરૂપ આપને નમસ્કાર છે. ૧૦૮

नमो भगवते तुभ्यं नमस्ते जातवदेसे ।

दत्तमर्घ्यं मया भानो त्वं गृहाण नमोस्तु ते ॥ ९ ॥

હે ભગવતે! તમને નમસ્કાર છે. અગ્નિ સ્વરૂપ આપને નમસ્કાર છે. હે ભાનુ! મેં જે અર્ઘ્ય અર્પણ કરેલ છે. તેને ગ્રહણ કરો, હું આપને નમસ્કાર કરૂં છું. ૧૦૯

एहि सूर्य सहस्रांशो तेजोराशे जगत्पते ।

अ. कंपय मां देव गृ ाणार्घ्यं नमोऽस्तु ते ॥ ११० ॥

હે હજાર કિરણોવાળા, સૂર્યનારાયણ! તેજનારાશિ! જગતના પતિ! મારા ઉપર કૃપા કરીને મારા અર્ઘ્યને ગ્રહણ કરો, હું આપને નમસ્કાર કરૂં છું. ૧૧૦

नमो भगवते तुभ्यं नम स्ते जातवेदसे ।

ममेदमर्घ्यं गृह्ण त्वं देव व नमोऽस्तु ते ॥ ११ ॥

ઐશ્વર્યને આપનારા તથા અગ્નિ સ્વરૂપ સૂર્યને નમસ્કાર છે. હે દેવ દેવ ! મારા આ અર્ધ્યને આપ ગ્રહણ કરો આપને નમસ્કાર છે. ૧૧૧

**सर्वदेवाधिदेवाय आधिव्याधिविनाशिने ।**
**इदं गृहाण मे देव सर्वव्याधिर्विनश्यतु ॥ १२ ॥**

સર્વ દેવના પણ અધિદેવ તથા આધિ અને વ્યાધિનો નાશ કરનારા, મારાં અર્ધ્યને ગ્રહણકરો, અને મારા સર્વ વ્યાધિ નાશ પામો. ૧૧૨

**नमः सूर्याय शांताय सर्वरोगविनाशिने ।**
**ममेप्सितं फलं दत्वा प्रसीद परमेश्वर ॥ १३ ॥**

શાન્તા, સર્વ રોગને નાશ કરવાવાળા, મારાં ઇચ્છિત ફળને દેવાવાળા હે સૂર્ય પરમેશ્વર ! પ્રસન્ન થાઓ, હું આપને નમસ્કાર કરૂં છું. ૧૧૩

**ॐ नमो भगवते सूर्याय स्वाहा । ॐ शिवाय स्वाहा ।**
**ॐ सर्वात्मने सूर्याय नमः स्वाहा ।**
**ॐ अक्षय्यतेजसे नमः स्वाहा ।**
**सर्वसंकटदारिद्य शत्रुं नाशय नाशय।**
**सर्वलोकेषु विश्वात्मन्त्सर्वात्मन्सर्वदर्शक ॥ १४ ॥**

ઓમ્ ભગવાન્ એવા જે સૂર્ય તેને નમસ્કારછે ઓમ્ શિવરૂપ સૂર્યને અને સર્વના આત્મારૂપ સૂર્યને નમસ્કાર છે. ઓમ્ અક્ષય તે જવાળાને નમસ્કાર છે. હે ભગવાન્ ! સર્વ સંકષ્ટ, દારિદ્ર અને શત્રુનો નાશ કરો, નાશ કરો. સર્વ લોકને વિષે વિશ્વના આત્મા સર્વના આત્મા અને સર્વને જોનારા તમે છે. ૧૧૪

**नमो भगवते सूर्य कुष्ठरोगान्विखंडय ।**
**आयुरारोग्यमैश्वर्यं देहि देव नमोस्तु ते ॥ १५ ॥**

કોડના રોગને નાશ કરવાવાળા ભગવાન્ સૂર્યને નમસ્કાર છે હે દેવ ! આયુ આરોગ્ય અને ઐશ્વર્ય આપો આપને નમસ્કાર છે. ૧૧૫

**नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ।**
**ॐ अक्षय्यतेजसे नमः । ॐ सूर्याय नमः ।**
**ॐविश्वमूर्तये नमः ।**

**आदित्यं च शिवं विद्याच्छिवमादित्यरूपिणम् ।**
**उभयोरंतरं नास्ति आदित्यस्य शिवस्य च ॥ १६ ॥**

હે ભગવાન્! તમને નમસ્કાર છે. આદિત્યને નમસ્કાર છે, નમસ્કાર છે. ઓમ્ અક્ષય છે તેજ જેનું એને નમસ્કાર છે. ઓમ્ સૂર્યને નમસ્કાર છે. ઓમ્ વિશ્વમૂર્ત્તિને નમસ્કાર છે. આદિત્યને શિવ અને શિવને આદિત્યરૂપ જાણવા. આદિત્ય અને શિવ એ બન્નેમાં અંતર નથી. ૧૧૬

**एतदिच्छाम्यहं श्रोतुं पुरुषो वै दिवाकरः ।**
**उदये ब्रह्मणो रूपं मध्याह्ने तु महेश्वरः ॥ १७ ॥**

**अस्तमाने स्वयं विष्णुस्त्रिमूर्तिश्च दिवाकरः ।**
**नमो भगवते तुभ्यं विष्णवे प्रभविष्णवे ॥ १८ ॥**

આ શ્રવણ કરવા હું ઇચ્છા રાખું છું. દિવાકર—સૂર્ય ઉદય સમય બ્રહ્મારૂપ, મધ્યાહ્ન સમય મહેશ્વરરૂપ, આથમતી વેળાએ પોતે વિષ્ણુરૂપ, એવી ત્રણ મૂર્ત્તિને ધારણ કરનારા દિવાકર છે. એવા વિષ્ણુ અને પ્રભવિષ્ણુ રૂપ હે સૂર્ય ભગવાન્! આપને નમસ્કાર છે. ૧૧૭–૧૧૮

**ममेदमर्घ्यं प्रतिगृह्णदेव देवाधिदेवाय नमो नमस्ते ।**
**श्रीसूर्याय सांगाय सपरिवाराय श्रीसूर्यनारायणायेदमर्घ्यम् १९**

હે દેવદેવાધિદેવ! મારા અર્ઘ્યને આપ ગ્રહણ કરો. આપને નમસ્કાર છે. શ્રી સૂર્યને અંગસહ, તથા પરિવાર સહિત શ્રી સૂર્યનારાયણને આ અર્ઘ્ય આપું છું. ૧૧૯

हिमघ्नाय तमोघ्नाय रक्षोघ्नाय च ते नमः ।
कृतघ्नघ्नाय सत्याय तस्मै मूर्यात्मने नमः ॥१२०॥

ટાઢને હણનારા અન્ધારાનો નાશ કરનારા કૃતઘ્નનો નાશ કરનારા એવા સત્યરૂપ, સૂર્ય ભગવાનને નમસ્કાર કરૂં છું. ૧૨૦

जयो जयश्च विजयो जितप्राणो जितश्रमः ।
मनोजवो जितक्रोधो वाजिनः सप्त कीर्तिताः ॥२१॥

જય, અને વિજયને જીતનાર, પ્રાણને જીતનાર તથા થાકને જીતનાર, કામ દેવને જીતનાર તથા ક્રોધને જીતનાર એવા સૂર્ય કે જેના સાત ઘોડા કહેવાય છે. ૧૨૧

हरितहयरथं दिवाकरं कनकमयांबुजरेणुपिंजरम् ।
प्रतिदिनमुदये नवं नवं शरणमुपैमि हिरण्यरेतसम् ,।२२॥
न तं व्यालाः प्रबाधंते न व्याधिभ्यो भयं भवेत्
न नागेभ्यो भयं चैव न चभूतभयं क्वचित् ॥२३॥

લીલા ઘોડાવાળો રથ જેનો છે અને દિવસને કરનારા, તથા સુવર્ણ મય કમળ તેની રજના સમાન પીળા, તથા પ્રતિદિન નવીન ઉદયને કરનાર, અને સુવર્ણ સમાન પ્રભાવાળા સૂર્યનું ધ્યાન કરનારને, સર્પની પીડા બાધા કરી શકતી નથી. તેમ વ્યાધિયોનો ભય થતો નથી. હાથીનો ભય થતો નથી, અને ભૂતનો ભય કોઇ સમય થતો નથી. ૧૨૨-૧૨૩

अग्निशत्रुभयं नास्ति पार्थिवेभ्यस्तथैव च ।
दुर्गतिं तरते घोरां प्रजां च लभते पशून् ॥ २४ ॥

અગ્નિ, શત્રુ કે રાજાનો ભય તેને થતો નથી. અને ઘોર દુર્ગતિથી તરી જાય છે. તથા પ્રજા અને પશુને પામે છે. ૧૨૪

सिद्धिकामो लभेत्सिद्धिं कन्याकामस्तु कन्यकाम् ।
एतत्पठेत्स कौंतेय भक्तियुक्तेन चेतसा ॥ २५ ॥

હે કુન્તાના પુત્ર અર્જુન! જો કોઇ મનુષ્ય આનો ભકિત પૂર્વક પાઠ કરેતો, સિદ્ધિની ઇચ્છાવાળો સિદ્ધિ તથા કન્યાની ઇચ્છાવાળો કન્યા પામેછે.૧૨૫

अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च ।

कन्याकोटिसहस्रस्य दत्तस्य फलमाप्नुयात् ॥ २६ ॥

પાઠ કરવાથી હજાર અશ્વમેધ યજ્ઞનું અને સોવાજપેય યજ્ઞનું અને હજાર કરોડ કન્યાદાન દેવાનું ફળ તેને પ્રાપ્ત થાય છે. ૧૨૬

इदमादित्यहृदयं योऽधी ते सततंनरः ।

सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥ २७ ॥

જે મનુષ્ય આ આદિત્ય હૃદયને હૃદયમાં નિરન્તર ધારણ કરે છે, તે સર્વ પાપથી મુક્ત થઇ, શુદ્ધાત્મા સૂર્ય લોકમાં જાય છે. ૧૨૭

नास्त्यादित्यसमो देवो नास्त्यादित्यसमा गतिः ।

प्रत्यक्षो भगवान्विष्णुर्येन विश्वं प्रतिष्ठितम् ॥२८॥

આદિત્ય સમાન બીજો કોઇ દેવ નથી. આદિત્ય સમાન ગતિ નથી. આદિત્ય પ્રત્યક્ષ ભગવાન્ વિષ્ણુ રૂપ છે. જેનાવડે સકળ જગત રહેલું છે. ૧૨૮

नवतिर्योजनं लक्षं सहस्राणि शतानि च ।

यावद्घटीप्रमाणेन तावच्चरति भास्करः ॥ २९ ॥

નેવું લાખ અને સો હજાર યોજનનો રસ્તો ઘડીના પ્રમાણમાં ભાસ્કર ફરી વળે છે. ૧૨૯

गवां शतसहस्रस्य सम्यग्दत्तस्य यत्फलम् ।

तत्फलं लभते विद्वान् शांतात्मा स्तौति यो रविम् ॥ १३० ॥

સો હજાર ગાયો આપવાથી જે ફળ પ્રાપ્ત થાય, તે ફળને જે શાન્તાત્મા રવિની સ્તુતિ કરે છે તો તે ફળને તે વિદ્વાન્ પામે છે. ૧૩૦

योऽधीते सूर्यहृदयं सकलं सफलं भवेत् ।

अष्टानां ब्राह्मणानां च लेखयित्वा समर्पयेत् ॥ १३१ ॥

ब्रह्मलोके ऋषीणां च जायते मानुषोऽपि वा ।

जातिस्मरत्वमाप्नोति शुद्धात्मा नात्र संशयः ॥ १३२ ॥

જે મનુષ્ય આદિત્ય હૃદયનો પાઠ કરે, તેના સકળ મનોરથ સફળ થાય છે. આઠ બ્રાહ્મણોને જે મનુષ્ય આદિત્યહૃદય લખીને આપે, તો તે મનુષ્ય બ્રહ્મલોકમાં જ્યાં ઋષિયો જાય છે, ત્યાં જાય છે. અને પોતાની જાતિનું સ્મરણ રહે છે. અને શુદ્ધાત્મા થાય છે એમાં સંશય નથી. ૧૩૧-૧૩૨

अजायलोकत्रयपावनाय भूतात्मने गोपतये वृषाय ।

सूर्याय सर्वप्रलयांतकाय नमो महाकारुणिकोत्तमाय ॥ ३३ ॥

જન્મરહિત અને ત્રૈલોક્યને પવિત્ર કરનાર સર્વ પ્રાણીના આત્મા તથા ઇન્દ્રિઓને વશ્ય રાખનાર, એવા સૂર્ય સર્વનો પ્રલય કરવાવાળા અને વળી મહાદયાળુઓમાં ઉત્તમ તેને નમસ્કાર છે. ૧૩૩

विवस्वते ज्ञानभृदंतरात्मने जगत्प्रदीपाय जगद्धितैषिणे ।

स्वयंभुवे दीप्तसहस्रचक्षुषे सुरोत्तमायामिततेजसे नमः ॥ ३४ ॥

અત્યન્ત તેજવાળા અને જ્ઞાનવડે અન્તરાત્મા, જગતને પ્રદીપ્ત કરનારા, જગતનું શ્રેયઇચ્છવાવાળા સ્વયંભુ, દીવ્ય હજાર નેત્રવાળા, દેવતાઓમાં ઉત્તમ, અપરિમિત છે તેજ જેનું એવા સૂર્યને નમસ્કાર છે. ૧૩૪

सुरैरनेकैः परिसेविताय हिरण्यगर्भाय हिरण्मयाय ।

महात्मने मोक्षपदाय नित्यं नमोस्तु ते वासरकारणाय ॥३५॥

અનેક દેવતા જેનું સેવન કરી રહ્યા છે એવા હિરણ્યગર્ભ અને હિરણ્યમય મહાત્મન, મોક્ષને દેવાવાળા અને દિવસના કારણરૂપ એવા સૂર્યને નમસ્કાર કરૂંછું. ૧૩૫

आदित्यश्चार्चितो देव आदित्यः परमं पदम् ।

आदित्यो मातृको भूत्वा आदित्यो वाङ्मयं जगत् ॥ १३६ ॥

આદિત્યજ પૂજવા યોગ્ય દેવ છે. આદિત્યજ પરમ પદ છે. આદિત્ય માતા થઈને આદિત્ય વાણીમય જગત છે. ૧૩૬

आदित्यं पश्यते भक्त्या मां पश्यति ध्रुवं नरः ।
नादित्यं पश्यते भक्त्या न स पश्यति मां नरः ॥ १३७ ॥

જે મનુષ્ય આદિત્ય ભક્તિ સહ જુએ છે તે અવસ્ય મને જુએ છે. અને જે ભક્તિવડે આદિત્યને જોતો નથી તેમને પણ જોતો નથી. ૧૩૭

त्रिगुणं च त्रितत्वं च त्रयो देवास्त्रयोऽग्नयः ।
त्रयाणां च त्रिमूर्तिस्त्वं तुरीयस्त्वं नमोस्तु ते ॥ १३८ ॥

ત્રણગુણ, ત્રણ તત્ત્વ, ત્રણદેવ, ત્રણ અગ્નિ અને બીજા પણ ત્રણ મૂર્તિ તમેછો. તુરીય પણ તમેછો તમને નમસ્કાર છે. ૧૩૮

नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे ।
त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरिंचिना ।यणशंकरात्मने ॥३९॥

જગતના ચક્ષુરૂપ, જગતની ઉત્પત્તિ સ્થિતિ અને નાશના હેતુ સવિતા કે જે ત્રણવેદરૂપ, ત્રિગુણાત્મક, બ્રહ્મ અને નારાયણ એવા શંકરાત્મન સૂર્યને નમસ્કાર છે. ૧૩૯

यस्योदयेनेह जगत्प्र_ध्यते प्रवर्तते चाखिलकर्मसिद्धये ।
ब्रह्मेंद्रनारायणरुद्रवंदितः स नः सदा यच्छतु मंगलं रविः ॥१४०॥

જેના ઉદય વડે જગત જણાય છે, અને સર્વ સકળ કર્મની સિદ્ધિના અર્થે પ્રવર્ત્તે છે. બ્રહ્મા, ઇન્દ્ર, નારાયણ અને રૂદ્ર તેણે વન્દન કરેલ સૂર્ય સર્વદા મંગળને આપો. ૧૪૦

नमोऽस्तु सूर्याय सहस्ररश्मये सहस्रशाखान्वितसंभवात्मने ॥
सहस्रयोगो_ वभावभागिने सहस्रसंख्या_ गधारिणे नमः ॥१४१॥

હજાર કિરણોવાળા સૂર્યને, હજાર શાખા વડે યુક્ત શ્રેષ્ઠ આત્મરૂપ, હજાર યોગીયોથી ઉદ્ભવ થયેલ ભાવના ભાગવાળા, હજાર યુગને ધારણ કરનાર, સૂર્યને નમસ્કાર છે ૧૪૧

**यन्मंडलं दीप्तिकरं विशालं रत्नप्रभं तीव्रमनादि रूपम् ।**
**दारिद्र्यदुःखक्षयकारणं च पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥१४२॥**

જેનું મન્ડળ પ્રકાશ કરનાર તથા વિશાળ છે. રત્ન સદૃશ પ્રભાવાળું અને અનાદિ રૂપ છે. તથા દારિદ્ર અને દુઃખનો ક્ષય કરનાર છે. એવા શ્રેષ્ઠ સવિતા નારાયણનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૪૨

**यन्मंडलं देवगणैः सुपूजितं विप्रैः स्तुतं भावनमुक्तिकोविदम् ।**
**तं देवदेवं प्रणमामि सूर्यं पुनातु० ॥ १४३ ॥**

જે મન્ડળ દેવગણોથી પૂજીત છે. વિપ્રોથી સ્તુતિ કરાયલ છે. વિદ્વાન્ ને મુકિત દાતા છે. તે દેવના દેવ સૂર્યને પ્રણામ કરૂ છું, તે ઉત્તમ સવિતા-નારાયણનું મંડળ મને પવિત્ર કરો. ૧૪૩

**यन्मंडलं ज्ञानघनं त्वगम्यं त्रैलोक्यपूज्यं त्रिगुणात्मरूपम् ।**
**समस्ततेजोमयदिव्यरूपं पुनातु मां तत्सवि० ॥ १४४ ॥**

તે મન્ડળ જ્ઞાનધન, અગમ્ય, ત્રૈલોક્યને પૂજવા યોગ્ય ત્રિગુણાત્મ રૂપ; સકળ તેજોમય, દિવ્યરૂપ એવું સવિતાનારાયણનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૪૪.

**यन्मंडलं गूढमतिप्रबोधं धर्मस्य वृद्धिं कुरुते जनानाम् ।**
**यत्सर्वपापक्षयकारणं च पुनातु मां त० ॥ १४५ ॥**

જે મન્ડળ અજ્ઞાનીને જ્ઞાન આપનાર તથા મનુષ્યના ધર્મની વૃદ્ધિ કરનાર અને સર્વ પાપનો ક્ષય કરનારૂં ઉતમ પ્રકારનું સવિતા નારાયણનું મંડળ મને પવિત્ર કરો. ૧૪૫

**यन्मंडलं व्याधिविनाशदक्षं यदृग्यजुःसामसु संप्रगीतम् ।**
**प्रकाशितं येन च भूर्भुवःस्वः पुनातु मां त० ॥ १४६ ॥**

જે મંડળ વ્યાધિના વિનાશમાં કુશળ છે. અને જે રૂગ્ યજુ અને

સામવેદમાં ગવાયલ છે. જે થકી ભુર્ભુવસ્વ: વિગેરે પ્રકાશે છે. તે ઉતમ સવિતા નારાયણનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૪૬

**यन्मंडलं वेदविदो वदंति गायंति यच्चारणसिद्धसंघाः ।**
**यद्योगिनो योगजुषां च संघाः पुनातु मां त० ॥ १४७ ॥**

જે મંડળને વેદને જાણનારા સિદ્ધ લોકો કહે છે, ગાય છે, અને ઉચ્ચારે છે અને જેને યોગીલોકો યોગ સમયે નિરખે છે તે ઉતમ સુર્ય મન્ડળ મને પવિત્ર કરો. ૧૪૭

**यन्मंडलं सर्वजनेषु पूजितं ज्योतिश्च कुर्यादिह मर्त्यलोके ।**
**यत्कालकालादिमनादिरूपं पुनातु मां त० ॥ १४८ ॥**

જે મન્ડળ સર્વજનોને પૂજવા યોગ્ય છે. અને જે આ મૃત્યુલોકમાં પ્રકાશ કરે છે. જે કાળનાકાળ અનાદિ રૂપવાળું છે, તે ઉતમ સૂર્યનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૪૮.

**यन्मंडलं विष्णुचतुर्मुखाख्यं यदक्षरं पापहरं जनानाम् ।**
**यत्कालकल्पक्षयकारणं च पुनातु मां त० ॥ १४९ ॥**

જે મન્ડળ વિષ્ણુ અને બ્રહ્માએ કહેલ છે અને જે મનુષ્યના અક્ષય પાપને પણ હરે છે. જે કાળ અને કલ્પના ક્ષયનું કારણ છે, તે શ્રેષ્ટ સૂર્યનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૪૯

**यन्मंडलं विश्वसृजां प्रसिद्धमुत्पत्तिरक्षाप्रलयप्रगल्भम् ।**
**यस्मिञ्जगत्संहरतेऽखिलं च पुनातु मां त० ॥ १५० ॥**

જે મન્ડળ વિશ્વ રચાયું ત્યારથી પ્રસિદ્ધ, ઉત્પત્તિ, રક્ષા, અને નાશ કરવામાં સમર્થ, જેમાં અખિલ જગત્ સંહાર પામે છે તે શ્રેષ્ટ સૂર્યનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૫૦

**यन्मंडलं सर्वगतस्य विष्णोरात्मा परं धाम विशुद्धतत्त्वम् ।**
**सूक्ष्मांतरैर्योगपथानुगम्यं पुनातु मां तत्स० ॥ १५१ ॥**

જે મન્ડળ સર્વે જીવના અન્તર્યામી વિષ્ણુનો આત્મા છે. પરમ ધામ છે, વિશુદ્ધ તત્ત્વ છે. તથા સૂક્ષ્મ વિચાર વડે યોગમાર્ગે જવા યોગ્ય છે, તે શ્રેષ્ટ સૂર્યનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૫૧

**यन्मंडलं ब्रह्मविदो वदंति गायंति यच्चारणसिद्धसंघाः ।**
**यन्मंडलं वेदविदः स्मरंति पुनातु मां तत्स० ॥ १५२ ॥**

જે મન્ડળને બ્રહ્મવાદિયો કહે છે. ગાય છે. તથા સિદ્ધ લોકો ઉચ્ચારણ કરે છે. જે મન્ડળને વેદને જાણવાવાળાઓ સ્મરણ કરે છે. તે શ્રેષ્ટ સૂર્યનું મન્ડળ મને પવિત્ર કરો. ૧૫૨

**यन्मंडलं वेदविदोपगीतं यद्योगिनां योगपथानुगम्यम् ।**
**तत्सर्ववेदं प्रणमामि सूर्यं पुनातु मां त० ॥ १५३ ॥**

જે મન્ડળ વેદ જ્ઞાતા પુરૂષોને ગાયન કરવા યોગ્ય, તથા જે યોગિયોના યોગ માર્ગે કરીને અનુગમ્ય, અને તે સર્વેને જાણનાર સૂર્યને પ્રણામ કરૂંછું, તે શ્રેષ્ટ સૂર્ય મન્ડળ મને પવિત્ર કરો. ૧૫૩

**मंडलाष्टमिदं पुण्यं यः पठेत्सततं नरः ।**
**सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥ १५४ ॥**

આવાં આઠ મંગળવાળાં પુણ્યરૂપ આદિત્ય હૃદયનો જે મનુષ્ય નિરન્તર પાઠ કરે છે, તે સર્વે પાપથી મુક્ત શુદ્ધાત્મા સૂર્ય લોકમાં જાય છે. ૧૫૪

**ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः।**
**केयूरवान्मकरकुंडलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः१५५**

સૂર્ય મન્ડળના મધ્યને વિષે રહેનારા અને બ્રહ્માના આસને કરીને યુક્ત, તથા મકરાકૃત કુન્ડળ, કિરીટ, તથા તાપને હરણ કરનાર સુવર્ણ સમાન જેનું શરીર છે અને શંખ ચક્ર ધારણ કરેલ છે. એવા નારાયણનું સદા ધ્યાન કરવું. ૧૫૫

सशंखचक्रं रविमंडले स्थितं कुशेशयाक्रांतमनंतमच्युतम् ।
भजामि बुद्ध्या तपनीयमूर्तिं सुरोत्तमं चित्रविभूषणोज्ज्वलम् ॥५६॥

શંખ અને ચક્રવડે કરીને યુક્ત રવિ મંડળમાં સ્થિત, દર્ભને વિષે વ્યાપ્ત, અનન્ત, અચ્યુત, અને તપાવનારી જેની મૂર્ત્તિ છે, દેવતાઓમાં ઉત્તમ, નાના પ્રકારનાં ભૂષણોથી ઉજ્વળ નારાયણને બુદ્ધિ પૂર્વક ભજુંછું. ૧૫૬

एवं ब्रह्मादयो देवा ऋषयश्च तपोधनाः ।
कीर्तयंति सुरश्रेष्ठं देवं नारायणं विभुम् ॥ १५७ ॥

આ પ્રમાણે બ્રહ્મા–આદિ દેવતા, ઋષિયો, અને તપ છે ધન જેને એવા યોગીઓ, દેવતાઓમાં શ્રેષ્ટ વિભુ એવા સૂર્ય નારાયણને કહે છે. ૧૫૭

वेदवेदांगशारीरं दिव्यदीप्तिकरं परम् ।
रक्षोघ्नं रक्तवर्णं च सृष्टिसंहारकारकम् ॥ १५८ ॥

વેદ, વેદનાં અંગ અને શરીર તે સર્વનો દિવ્ય પ્રકાશ કરનારા રાક્ષસને હણનારા લાલ છે વર્ણ જેનો અને સૃષ્ટિનો સંહાર કરનારા છે. ૧૫૮

एकचक्रोरथो यस्य दिव्यः कनकभूषितः ।
स मे भवतु सुप्रीतः पद्महस्तो दिवाकरः ॥ १५९ ॥

જેનો ભવ્ય સુવર્ણથી શોભાયમાન એક પૈડાંવાળો રથ છે. અને હાથમા જેણે કમળ ધારણ કરેલ છે. એવા સૂર્ય મારા ઉપર પ્રસન્ન થાઓ. ૧૫૯

आदित्यः प्रथमं नाम द्वितीयं तु दिवाकरः ।
तृतीयं भास्करः प्रोक्तं चतुर्थं तु प्रभाकरः ॥ १६० ॥

પ્રથમ નામ આદિત્ય છે. બીજું નામ દિવાકર છે. ત્રીજું ભાસ્કર અને ચોથું પ્રભાકર કહેવાય છે. ૧૬૦

पंचमं तु सहस्रांशुः षष्ठं चैव त्रिलोचनः ।
सप्तमं हरिदश्वश्च अष्टमं तु विभावसुः ॥ १६१ ॥

પાંચમું સહસ્રાંશ, છઠ્ઠું ત્રિલોચન, સાતમું હરિદશ્વ અને આઠમું વિભાવસુ નામ કહેવાય છે. ૧૬૧

नवमं दिनकृत्प्रोक्तं दशमं द्वादशात्मकम् ।
एकादशं त्रयीमूर्तिर्द्वादशं सूर्य एव च ॥ १६२ ॥

નવમું દિનકર, દશમું દ્વાદશાત્મક, અગ્યારમું ત્રયીમૂર્તિ અને બારમું સૂર્ય નામ કહેવાય છે ૧૬૨

द्वादशादित्यनामानि प्रातःकाले पठेन्नरः ।
दुःस्वप्ननाशनं चैव सर्वदुःखं च नश्यति ॥ १६३ ॥

આ બાર આદિત્યના નામનો જે મનુષ્ય પ્રાતઃકાળે પાઠ કરે, તો તેના દુષ્ટ સ્વપ્નનો નાશ થાય છે અને તેનાં સર્વ દુઃખ પણ નાશ થઈ જાય છે. ૧૬૩

दद्रूकुष्ठहरं चैव दारिद्र्यं हरते ध्रुवम् ।
सर्वतीर्थप्रदं चैव सर्वकामप्रवर्धनम् ॥ १६४ ॥

દાદર અને કોઢના રોગને હરે છે અને દારિદ્ર્યને નિશ્ચય દૂર કરે છે. તથા સર્વ તીર્થોના પુણ્યને આપનાર અને સર્વ કામની વૃદ્ધિ કરનાર છે. ૧૬૪

यः पठेत्प्रातरुत्थाय भक्त्या नित्यमिदं नरः ।
सौख्यमायुस्तथाऽरोग्यं लभते मोक्षमेव च ॥ १६५ ॥

જે મનુષ્ય પ્રભાતે ઉઠીને ભકતીસહ આનો પાઠ કરે, તે સુખ આયુ આરોગ્ય અને મોક્ષને પામે છે. ૧૬૫

अग्निमीळे नमस्तुभ्यमिषेत्वोर्जेस्वरूपिणे ।
अग्न आयाहि वीतस्त्वं नमस्ते ज्योतिषां पते ॥ १६६ ॥

અગ્નિ મીડે તમને નમસ્કાર છે. ઇષેત્યોર્જે એવા મંત્ર સ્વરૂપી, તારામન્ડલના સ્વામી સૂર્યનારાયણને નમસ્કાર છે. ૧૬૬

**शन्नो देवि नमस्तुभ्यं जगच्चक्षुर्नमोऽस्तु ते ।**
**पंचमायोपवेदाय नमस्तुभ्यं नमो नमः ॥ १६७ ॥**

શન્નો દેવી એવા મંત્ર તે રૂપી, આપને નમસ્કાર છે. જગતના ચક્ષુ આપને નમસ્કાર છે. પાંચમા ઉપવેદ રૂપી તમને નમસ્કાર છે, પુનઃ પુનઃ નમસ્કાર છે. ૧૬૭

**पद्मासनः पद्मकरः पद्मगर्भसमद्युतिः ।**
**सप्ताश्वरथसंयुक्तो द्विभुजः स्यात्सदा रविः ॥ १६८ ॥**

કમળ જેનું આસન છે, કમળ જેના હાથમાં છે. કમળના ગર્ભ સમાન જેની કાન્તિ છે. સાત અશ્વે કરીને યુકત છે રથજેનો તથા બે ભુજા વાળા રવિ સદા અમારી પાસે રહો. ૧૬૮

**आदित्यस्य नमस्कारं ये कुर्वंति दिने दिने ।**
**जन्मांतरसहस्रेषु दारिद्र्यं नोपजायते ॥ १६९ ॥**

જે કોઇ મનુષ્ય રોજ રોજ આદિત્યને નમસ્કાર કરે છે. તે હજારો જન્મમાં પણ દરિદ્ર થતો નથી. ૧૬૯

**उदयगिरिमुपेतं भास्करं पद्महस्तं निखिलभुवननेत्रं रत्नरत्नोपमेयम् ।**
**तिमिरकरिमृगेंद्रं बोधकं पद्मिनीनां सुरवरमभिवंदे सुंदरं विश्ववंद्यम्**

જે મેરૂ પર્વતમાંથી ઉદય થાય છે. એવા ભાસ્કર કે જેના હાથમાં કમળ છે, અખિલ ભુવનનાનેત્ર તથા રત્નરત્નોપમેય છે. તિમિર રૂપી હાથીનો નાશ કરવામાં મૃગેન્દ્રના સમાન અને કમળને જાણનારા, તથા સુરવર જેને પ્રણામ કરે છે, એવા સુન્દર અને વિશ્વને વન્દન કરવા યોગ્ય છે.

**इति श्रीभविष्योत्तरपुराणे श्रीकृष्णार्जुनसंवादे**
**आदित्यहृदयस्तोत्रं संपूर्णम् ।**